# નવયુગનું પ્રભાત

અમેરીકામાં પ્રસિદ્ધ થયલા "The Dawn of the New Day" ના અંગ્રેજીમાંથી

અનુવાદ કરનાર:
સ્વર્ગસ્થ કનૈયાલાલ ગીરધરલાલ
કોઠારી બી. એ.
મામાની પોળ, વડોદરા.

બહાઈ નેશનલ બુક સ્ટોલ.
બહાઈ હૉલ, કરાંચી.

બહાઇ પુસ્તકો નીચે જણાવેલી બહાઇ સંસ્થાઓ-માંથી મળી શકશે તેમજ બહાઇ ધર્મની માહીતી પણ નીચે વર્ણવેલા બહાઇ સંસ્થાઓના સરનામેથી મળી શકશે.

મુંબઈ—પોસ્ટ બોકસ—૪૭૦

કલકત્તા—પોસ્ટ બોકસ—૮૯૪૦

ન્યુ દિલ્હી—પોસ્ટ બોકસ—૧૯

કરાંચી—બહાઇ હોલ, દીપચંદરોડ, ઓઝા
પાયરીસ સ્ટ્રીટ

પુના—પોસ્ટ બોકસ—૮

રંગુન—પોસ્ટ બોકસ—૨૯૯—બરમા.

મન્ડલે—૯,૩૪ સ્ટ્રીટ—બરમા.

ડેઇડનવ—કાલાઝુ, પોસ્ટ ઓફીસ,
કુનજનગુન, ડીસ્ટ્રીકટ
હંથાવાડી, બરમા.

# બહાઈ સ્ફુરણ



બહાઈ ધર્મ એ આ જમાનાનો સત્વરૂપ સાર છે. આ સૈકાના બધા ઉચ્ચ આદર્શોનો તે સાર છે. તેના સિધ્ધાન્તો વ્યાપક છે. બધી સમાજો અને બધા ધર્મોનાં શિક્ષણુનું તેમાં દર્શન થાય છે. ખ્રિસ્તીઓ, યાહુદીઓ, બુધ્ધિસ્ટો, મુસલમાનો, ઝોરોસ્ટ્રીઅનો, થીઓસોફીસ્ટો, ફ્રીમેશનો, અધ્યાત્મવાદીઓ વિગેરે વિગેરે બધા, આ ધર્મમાં પોતાના ઉત્તમ આદર્શોને જોઈ શકે છે. સમાજવાદીઓ અને તત્ત્વજ્ઞાનીઓ પણ આ ધર્મસંદેશમાં પોતાના મતને સંપૂર્ણ રીતે ખીલેલો જુએ છે.

બહાઈ સંદેશ કોઈ નવા ધર્મ માટેનું આમંત્રણ નથી, પણ તે બધા ધર્મોની એકતા સાધવાનો પડકાર છે. મુક્તિ માટેનો આ કોઈ નવો માર્ગ નથી. ઈશ્વર એવી વાતોથી બચાવે! માણસોના ખ્યાલી તરંગો અને વહેમી વિચારોના કાટોડા અને કચરા સાફ કરેલો તે પુરાણો પંથ છે. કજિયાકંકાશ તેમજ ગેરસમજુતીના કચરાને સાફ કરીને, ફરીથી સાફ રસ્તો બનાવ્યો છે. જેથી કરીને શુધ્ધ હૃદયનો સત્યશોધક એની ઉપર ખાત્રી રાખી વિચારી શકે, અને જાણે કે સંદેશવાહકો અનેક હોવા છતાં, ઈશ્વરી જ્ઞાન તો એક જ છે.

—અબદુલ બહાનાં વચન.

# નવયુગનું પ્રભાત

માનવશક્તિનો આ જમાનો છે. સારી યે દુનિયાની દ્રષ્ટિ–મર્યાદા ઉપર અવનવું તેજ ઝળકી રહ્યું છે; અને ખચીતજ આ પૃથ્વી એક સુંદર બાગ અને સ્વર્ગ સમાન બની જવાની છે. આદમ જાતની એકતાનો અને મનુષ્યજાતની તમામ કોમો અને વર્ગોનાં સંગઠનનો આ યુગ છે.

મનુષ્યજાતની એકતા તથા મૂળ મુદ્દામાં ધર્મ પણ એક જ છે, એવું આ જાગૃત જમાનાને જે જ્ઞાન થયું છે, તે ઇશ્વરી બક્ષિસ છે. જુદા જુદા દેશો વચ્ચેની લડાઇઓનો અંત આવશે; અને પ્રભુકૃપાથી **મહાન શાન્તિ** સર્વત્ર ફેલાઇ જશે. આ દુનિયા નવીન સ્વરૂપે દેખાશે, અને તમામ મનુષ્યો ભાઇચારાની લાગણીથી બંધુભાવે રહેશે.

ઓ, પ્રભુનાં પ્યારાં સંતાનો! આ પવિત્ર નવયુગમાં ક્લેષકંકાશને બરદાસ્ત કરવામાં આવશે નહિ. દરેક ઝગડાળુ માણસ પરમાત્માની કૃપા વિહોણો બની જાય છે. જગત માત્રનાં મનુષ્યો અને પ્રજાઓ, પછી ભલે તે આપણા

મિત્રો હોય કે અજાણ્યા, પરાયા મનુષ્યો હોય, તે તમામ પ્રત્યે, અત્યંત પ્રેમ, શુદ્ધ ચારિત્ર્ય, સત્યપ્રિય ભાવના અને અંતઃકરણપૂર્વકની દયા દર્શાવવી એ મનુષ્ય માત્રની ફરજ છે. આપણા પ્રેમ અને દિલસોજીનો જુસ્સો એટલો તો પ્રબળ હોવો જોઇએ કે, એક અજાણ્યો માણસ પણ આપણને મિત્ર માને, અને દુશ્મન પણ પોતાના ભાઇ સમાન ગણે. પોતાના અને પરાયા કે દોસ્ત અને દુશ્મન વચ્ચે કોઇ જાતનો તફાવત રહેવો જોઇએ નહિ.

કારણ કે, પરમેશ્વરે સર્વે મનુષ્યોને સમાન પેદા કર્યાં છે. અને જે ભેદભાવ દેખાય છે, તે દુન્યવી–મનુષ્યકૃત છે.

**–અબદુલ બાહાનાં વચનો.**



# બહાઈ તવારીખની રૂપરેખા

એંસી કરતાં વધુ વર્ષ પહેલાં, જ્યારે પૂર્વ તેમજ પશ્ચિમની પ્રજાઓ ભૌતિક જડવાદ અને નાસ્તિકતાના અંધકારમાંથી છૂટી થવા માટે મથી રહી હતી, ત્યારે નવીન યુગ પ્રવર્તાવવાની ખાત્રી આપતો, બહાઈ મત પ્રગટયો.

સને ૧૮૪૪ના મે માસની ૨૩મી તારીખે, ઈરાનના એક પ્રભાવશાળી યુવક, કે જે "**બાબ**" (આત્માનું દ્વાર) નામથી મશહૂર હતા તેમણે એક મહાન શિક્ષણ આપનાર આવશે, જે માનવ જાતના રૂઢીરિવાજોમાં નવેસરથી સુધારા કરશે, હૃદયનાં જોડાણ કરશે, આત્માની ઉન્નતિ કરશે અને અંતઃકરણને તેજોમય-પ્રકાશવાન બનાવશે, એવું જાહેર કરવાનો તેમનો સંદેશ પ્રસિધ્ધ કર્યો. તેમના છ વર્ષના ખંતીલા પ્રયાસો અને મર્દાનગીભરેલી મક્કમતાથી મુસ્લીમ દુનિયાના બે ભાગ પડી ગયાઃ (એક તેમનાં મીશનને સ્વીકારનારો અને બીજો તેનો વિરોધ કરનારો) અને ધર્મઝનૂની વિરોધીઓના ખૂબ અત્યાચારો સહન કર્યા બાદ, ૧૮૫૦ના જુલાઈની ૯મી તારીખે તબરીઝમાં

તેમને જાહેર રીતે મારી નાંખવામાં આવ્યા.

આ પ્રાથમિક તૈયારીઓ ઉપર **"બહાઉલ્લા"** (પ્રભુનો પ્રકાશ) એ પોતાના પંથનો પાયો નાંખ્યો. ધર્મના ઇતિહાસમાં જેનો જોટો મળે નહિ, એવા અત્યંત દુઃખદ સંજોગો અને ઘાતકી જુલ્મોની ઝડીઓ વચ્ચે, તેઓએ પોતાના વ્યકિતગત તેમજ સામાજિક સુધારણાના સિધ્ધાન્તો જગજાહેર કર્યા.

બહાઉલ્લાહએ પૂર્વ તેમજ પશ્ચિમને એવી ખુશખબર આપી કે, મનુષ્યજાતની ખરેખરી જરૂરને સમયે, તેને નવચેતન આપવા કાજે, એક પવિત્ર આત્મા પ્રગટ થયો છે. એક નવા અને મહાનયુગનો પ્રારંભ થયો છે. આ નવયુગ, ભ્રાતૃભાવ, શાન્તિ અને ઇશ્વરી જ્ઞાનનો છે. જે દૈવી–આધ્યાત્મિક જ્ઞાન તેમની મારફત મળતું હતું તેમાં ભાગ લેવાની, તમામ મનુષ્યોને તેઓએ હાકલ કરી.

જૂનવાણી વિચારનાં પ્રત્યાઘાતી ઝનૂની બળો તેમની સામે એકત્રિત થયાં, અને બહાઉલ્લાહ તથા તેમના થોડાક મુઠ્ઠીભર અનુયાયીઓને તેહેરાનમાં કેદ કરવામાં આવ્યાં; તેમના હ[illegible]

મીલકતો લૂંટી લેવામાં આવ્યાં; તેમને પ્રથમ બગદાદ, અને પછી કોનસ્ટાન્ટીનોપલ (ઇસ્તંબુલ) અને એડ્રીઆનોપલ ખાતે દેશપાર કરવામાં આવ્યા; અને છેવટે સને ૧૮૬૮માં તેમને, પવિત્ર ભૂમિમાં કારમલ પર્વતની તળેટીમાં આવેલાં, ટર્કીનાં કાળાં પાણી "અક્કા" નામનાં ઉજ્જડ સ્થળમાં, જન્મ-પર્યન્તની કેદની ભારે કડક સજા ફરમાવવામાં આવી.

બહાઉલ્લાહના મોટા પુત્ર અબ્દુલ બહા (પ્રકાશના સેવક) છેક બચપણથી જ આ બધાં આકરાં દુઃખોમાં સ્વેચ્છાથી ભાગ લઇ રહ્યા હતા અને તેમને પણ "અક્કા"માં તેમના પિતા સાથે કેદ કરવામાં આવ્યા હતા. ચાળીસ વર્ષ સુધી વગર વાંકે કેદખાનું ભોગવ્યા પછી, સને ૧૯૦૮માં તુર્કસ્તાનમાં જ્યારે જુવાન તુર્કો (Young Turks)નો પક્ષ સત્તા ઉપર આવ્યો, ત્યારે તેમનો છુટકારો કરવામાં આવ્યો હતો.

સને ૧૮૯૨માં બહાઉલ્લાહ, આ ફાની દુનિયા છોડી ગયા ત્યારથી સને ૧૯૨૧ સુધી એટલે જે સાલમાં તેમનું સ્વર્ગારોહણ થયું, તે સાલ સુધી અબ્દુલબહાએ બહાઈ ધર્મના એક મુકરર કરેલા આગેવાન અને અર્થ સમજાવનાર તરીકે અચ્છી

સેવા બજાવી; અને તેમની અજોડ ભક્તિ, પવિત્ર જીવન, ખંતીલા પુરૂષાર્થ, અવિશ્રાંત શ્રમ અને ઉત્તમ બુધ્ધિશક્તિના પ્રભાવથી, બહાઈ ધર્મનો સંદેશ, દુનિયાના દરેક ભાગમાં ધીમે ધીમે, પણ નિશ્ચિતપણે પહોંચી ગયો.

આજે, અબ્દુલબહાના પૌત્ર શોધી અફન્ડી, કે જેઓ બહાઈ ધર્મના રક્ષક છે, તેમની નિગેહબાની નીચે, બહાઈઓની એકતા અને બહાઉલ્લાહના ઉચ્ચ કોટીના વિશુધ્ધ સિધ્ધાંતો સુરક્ષિત છે.

"બહાઉલ્લાહના સિધ્ધાંતો, એ માનવજાતિનું પુનર્જીવન કરનારા પવિત્રાત્માના શ્વાસોશ્વાસ સમાન છે."

# બહાઈ ધર્મના બાર મૂળભૂત સિદ્ધાંતો



## અબદુલ બહાના વચનોમાંથી

બહાઉલ્લાહએ લગભગ પોણોસો કરતાં વધુ વર્ષો પહેલાં, આ સિધ્ધાન્તિક નિયમો જાહેર

કર્યાં હતા; અને તે જ સમયે તેમનાં પ્રગટ થયેલાં લખાણોમાંથી તે મળી આવે છે.

૧ મનુષ્ય માત્રની એકતા.

૨ સત્યની સ્વતંત્ર શોધ.

૩ તમામ ધર્મોનો મૂળ પાયો એક જ છે.

૪ ધર્મ, એકતાનું કારણ હોવો જ જોઈએ.

૫ ધર્મ, વિજ્ઞાન અને બુદ્ધિને બંધ બેસતો હોવો જોઈએ.

૬ સ્ત્રીઓ અને પુરૂષોની સમાનતા.

૭ બધી જાતના પક્ષપાતો અને ધિક્કારો ભૂલી જવા જોઈએ.

૮ વિશ્વશાન્તિ.

૯ વિશ્વવ્યાપક કેળવણી.

૧૦ આર્થિક પ્રશ્નોનું આધ્યાત્મિક નિરાકરણ.

૧૧ સમગ્ર વિશ્વની એક ભાષા.

૧૨ દેશપરદેશોની એક આંતરરાષ્ટ્રીય અદાલત.



## (૧) માનવજગતની એકતા

માનવજગત સમક્ષ બોલતાં બહાઉલ્લાહ કહે છે કે:–"તમે બધાં એક જ ઝાડના પાંદડાં છો અને એક જ બગીચાનાં ફૂળ છો." મતલબ કે, મનુષ્ય પ્રાણીની દુનિયા એક વૃક્ષ કરતાં કાંઈ જુદા પ્રકારની નથી. માનવજાતી એક વૃક્ષ જેવી છે; અને જુદા જુદા દેશો અને પ્રજાઓ તેની ડાળો સમાન છે; તેમજ જુદાં જુદાં મનુષ્યો તે વૃક્ષનાં ફૂળ અને મ્હોર સમાન છે.....ભૂતકાળના બધા પ્રાચીન ધર્મગ્રન્થો અને ગાથાઓમાં માનવજાતને બે ભાગમાં વ્હેંચી નાંખવામાં આવી છે: એક ભાગને ધાર્મિક પુરૂષો અથવા "પવિત્ર વૃક્ષ" અને બીજા ભાગને "અપવિત્ર વૃક્ષ" કહેવામાં આવેલ છે. અરધી માનવજાતને અધર્મી અને નાસ્તિક ગણાવામાં આવતી હતી; અને અરધી માનવ જાતને જ્યારે પ્રભુની કૃપાપાત્ર ગણવામાં આવતી હતી, ત્યારે બીજી અરધીને ઇશ્વરના ક્રોધની અધિકારી ગણવામાં આવતી હતી. પણ બહાઉલ્લાહએ સારી યે મનુષ્ય જાતને એક જાહેર કરી, અને તમામ મનુષ્યોને પરમાત્માના દયાના સાગરમાં સ્નાન કરાવ્યું.

## (૨) સત્યની સ્વતંત્ર શોધ

કોઇ પણ માણુસે પોતાના વડવાઓ કે આપદાદાઓનું આંધળું અનુકરણ કરવું જોઇએ નહિ. બલ્કે, દરેક માણુસે પોતાની આંખે જોવુ જોઇએ, પોતાના કાને સાંભળવું જોઇએ, અને સત્યજ્ઞાન મેળવવા માટે જાતે જ સત્યની શોધ કરવી જોઇએ. વડીલો અને પૂર્વજોનો ધર્મ તો, આથી ઊલટી રીતે, કેવળ અંધશ્રધ્ધા ઉપર જ રચાયેલો છે. વાસ્તવિક રીતે, દરેક માણુસે સત્યની શોધ કરવી જોઇએ.

## (૩) ધર્મોનો પાયો એક છે

તમામ ધર્મોના ઉપદેશના પાયામાં એક જ સત્ય રહેલું છે. ધર્મનો આધારસ્તંભ સત્ય જ હોઈ શકે અને તે સત્ય એક છે, અનેક નથી. દૈવી ધર્મોનો પાયો તેથી એક જ છે. પણ આપણે જોઇએ છીએ કે, કેટલાક ધર્મો અને મતપંથોમા ચોક્કસ રીતરિવાજો દાખલ થઈ ગયા છે અને કેટલીક નકલી વાતો અને ધાર્મિક કહેવાતી ક્રિયા-પ્રક્રિયાઓ ઘૂસી ગઈ છે. આ વસ્તુઓ એક-બીજાથી જુદી પડે છે; કારણ કે, તે અધાર્મિક

છે અને અકસ્માતથી જન્મેલી છે; અને એને કારણે જ ધર્મોમાં મતભેદ પડી ગયા છે. પણ જો આપણે આ બધી બનાવટી અને નકલી વાતોને બાજુ પર મૂકીને, ધર્મના પાયારૂપ સાચ્ચા સત્યની શોધ કરીએ, તો બધા ભેદભાવો દૂર થઈ જાય, અને આપણે બધા એક જ મત ઉપર આવીએ; કારણ કે સત્ય એક છે, અનેક નથી.

## (૪) ધર્મ એકતાનું કારણ હોવો જ જોઇએ

દરેક ધર્મ, ઈશ્વરની મહાન પ્રસાદી અને અને તેજોમય પ્રકાશ છે. મનુષ્યનાં જીવનનું, તેની મહત્તાનું અને અંતે તેની મુક્તિનું તે કારણ છે. ધર્મ, કાંઈ દુશ્મનાવટ કે તિરસ્કારને માટે નથી. તેમ અન્યાય કે જુલમ માટે પણ નથી. જો ધર્મ શત્રુતા અને દ્વેષનું કારણ બનતો હોય, અને જો તે માનવજાતમાં ભેદભાવ પાડતો હોય, તો એવા ધર્મના કરતાં અધર્મ વધારે સારો છે. ધર્મ અને તેનું શિક્ષણ, એ તો રોગનો નાશ કરવાના ઉપાય સમાન છે. કોઈ પણ ઔષધિ ઉપચારનો હેતુ શું હોય છે? એ જ કે, રોગ

મટાડવો અને તન્દુરસ્ત બનવું. પણ જો રોગ મટાડવાને બદલે, માત્ર તેનાં સ્વરુપની અને તેનાં ચિહ્નોની જ ચર્ચા કરવામાં આવતી હોય, તો એવા કહેવાતા ઉપચાર કે ચિકિત્સાનો ત્યાગ કરવો એ જ બહેતર છે. એ રીતે ધર્મને નામે ચાલતા મતપંથોનો ત્યાગ કરવાથી એકતાના માર્ગમાં એક પગલું આગળ વધી શકાશે.

## (૫) ધર્મ વિજ્ઞાન અને બુદ્ધિને અનુસરતો હોવો જોઇએ

ધર્મ, તર્ક–બુધ્ધિયુક્ત હોવો જોઈએ. વિજ્ઞાનની સાથે તે સંપૂર્ણ રીતે મળતો હોવો જોઈએ; જેથી કરીને વિજ્ઞાન ધર્મનો અને ધર્મ વિજ્ઞાનનો સ્વીકાર કરી શકે. એકબીજાથી કદિ પણ છૂટાં પડી શકે નહિ, એવાં સ્વરૂપમાં બન્નેને એક કરી દેવાં જોઈએ.

અત્યાર સુધી આપણે એવો તરીકકો ચાલતો આવેલો જોયો છે, કે જે વસ્તુ તર્કયુક્ત અને બુધ્ધિપૂર્વકની ના હોય, છતાં જેને ધર્મનું નામ આપવામાં આવે, તેનોમાણુસ જાત સ્વીકાર કરી લે છે.

## (૬) સ્ત્રીઓ અને પુરૂષોની સમાનતા

બહાઉલ્લાહના ધાર્મિક શિક્ષણની આ એક ખાસ મહત્તા છે; કારણ કે તેમની પેહેલાંના બધા મતપંથોમાં સ્ત્રીઓના કરતાં પુરૂષોને શ્રેષ્ટ–ચડીયાતા ગણવામાં આવ્યા છે. પુત્રો અને પુત્રીઓને એક જ પ્રકારની અને સમાન કેળવણી મળવી જોઈએ. એક જ જાતના શિક્ષણથી મનુષ્યમાં એકતાની વૃધ્ધિ થાય છે.

## (૭) બધી જાતના પક્ષપાતો અને ધિક્કારોનો ત્યાગ

ખુદાના બધા પયગમ્બરો, માનવપ્રાણીઓમાં ફાટફૂટ પેદા કરવા નહિ, પણ એકતા સ્થાપવા, અને દુશ્મનાવટને બદલે પ્રેમના કાયદાનો અમલ કરવા માટે આવે છે એમ સૌ કોઈ સ્વીકારે છે. તેથી, આપણે જાતિભેદ, દેશાભિમાન, અને રાજદ્વારી ભેદ આદિ તમામ ભેદભાવો, પક્ષપાતો અને તઅસુવીઓને દૂર ફેંકી દેવાં જોઈએ. આપણે સારીયે માનવજાતની એકતાનાં કારણ બનવું જોઈએ.

## (૮) વિશ્વશાંતિ

તમામ મનુષ્યો અને રાષ્ટ્રોમાં સુલેહ-શાન્તિ હોવી જોઈએ. તમામ ધર્મો, તમામ રાજ્યો, તમામ જાતિઓ અને સઘળા મત-પંથોના મુરીદો તથા અનુયાયીઓમાં વિશ્વવ્યાપી શાન્તિ સ્થપાવી જોઇએ. માનવજગતમાં આજે વિશ્વશાન્તિનો પ્રશ્ન ઘણા જ અગત્યનો થઈ પડયો છે. આ સિધ્ધાંતનો અમલ, એ જ આજના અર્વાચીન જમાનાની તાકીદની જરૂર છે.

## (૯) સર્વત્ર વ્યાપક કેળવણી

સઘળાં મનુષ્યોએ કેળવણી અને જ્ઞાન પ્રાપ્ત કરવાં જોઇએ; અને કેળવણી તથા જ્ઞાન મેળવવું, એ ધર્મની જરૂરીઆતો–ફરજો માંહેની એક ફરજ છે. દરેક બાળકને ફરજિઆત કેળવણી આપવી જોઇએ. જો તે બાળક માબાપ વગરનું હોય, તો સમાજે તેનાં ઉછેર અને શિક્ષણનો બંદોબસ્ત કરવો જોઇએ.

## (૧૦) આર્થિક પ્રશ્નોનું નિરાકરણ

અગાઉના પયગમ્બરોના કોઈ પણ ધર્મ-ગ્રંથમાં આર્થિક પ્રશ્નની ચર્ચા જોવામાં આવતી

નથી. પણ બહાઉલ્લાહનાં શિક્ષણોમાં એ સવાલની પૂરતી સમાલોચના કરવામાં આવી છે. તેમણે કેટલાક એવા નિયમો રજુ કર્યા છે, કે જેથી મનુષ્યજાતનાં સુખ, સમૃદ્ધિ અને કલ્યાણની ખાત્રી મળે છે. જેવી રીતે એક ધનવાન મનુષ્ય પોતાનાં સુખચેન, આરામ, આનંદ અને મોજ-શોખ ભોગવે છે, તેવી રીતે દરેક ગરીબ માણસને પણ રહેવાનું મકાન, ખાવાનો ખોરાક અને જિંદગીની પોષાક આદિ બીજી જરૂરીઆતો પણ મળવી જ જોઇએ,........અને કંગાલિયત સ્થિતી ન જોઇએ. જ્યાં સુધી આ પ્રમાણે ના બને, ત્યાં સુધી શાન્તિ કદી સંભવે જ નહિ. ઇશ્વરની નજરમાં સઘળાં મનુષ્યો સમાન છે. તેમના હક્કો એક સરખા છે, અને આત્મા આત્મા વચ્ચે ભેદભાવ છે જ નહિ. ઇશ્વરના ન્યાય વડે બધાનું રક્ષણ થાય છે.

## (૧૧) વિશ્વવ્યાપી ભાષા

દુનિયાની તમામ શાળાઓ અને વિદ્યાલયોમાં શીખવવામાં આવે એવી એક આંતરરાષ્ટ્રીય, સહાયક ભાષાનો સ્વીકાર કરવામાં આવશે. જુદાં જુદાં રાષ્ટ્રોની સંસ્થાઓ તરફથી એક સમિતિ

નીમવામાં આવશે; આ સમિતિ દેશપરદેશના વ્યવહારમાં ઉપયોગી થઈ પડે, એવી એક સર્વાનુકૂળ ભાષાની પસંદગી કરશે; અને દુનિયાભરની તમામ શાળાઓમાં આ આંતરરાષ્ટ્રીય ભાષાનું શિક્ષણ આપવામાં આવશે. આ પ્રમાણે દરેક માણસે, એક પોતાની રાષ્ટ્ર–માતૃભાષા અને બીજી આંતર રાષ્ટ્રીય ભાષા, એમ બે ભાષાનું ફરજિયાત શિક્ષણ લેવું પડશે. બધાને વિશ્વવ્યાપી દેશપરદેશની આંતરરાષ્ટ્રીય ભાષાનું શિક્ષણ મળશે.

## (૧૨) આંતરરાષ્ટ્રીય અદાલત

પરમાત્માની સત્તા અને સકળ માનવજાતનાં–રક્ષણ તળે, એક આંતરરાષ્ટ્રીય અદાલત સ્થાપવામાં આવશે. દરેક દેશની મુસીબતો ટાળવા માટે આ અદાલત જે ફરમાન કરે, તે તમામ પ્રજાએ પાળવું પડશે.

આશરે સાંઠ વરસ પહેલાં, બહાઉલ્લાહએ વિશ્વશાન્તિ સ્થાપવાનું જનતાને ફરમાવ્યું હતું અને તેમણે તમામ રાષ્ટ્રોને "આંતરરાષ્ટ્રીય પંચનાં" દૈવી ખાણાંમાં ભાગ લેવાનું આમંત્રણ આપ્યું હતું. એમનો ઉદ્દેશ, ઈન્સાફની આંતર

રાષ્ટ્રીય પંચાયત મારફત સરહદોનાં પ્રજાકીય માન તથા મીલકતના તેમજ દેશદેશ વચ્ચેનાં અગત્યનાં હિતોના પ્રશ્નોનો નીકાલ કરવાનો છે.

યાદ રાખો કે આ આજ્ઞાઓ અરધા સૈકા કરતાં વધુ વરસ પહેલાં આપવામાં આવી હતી. એ સમયે વિશ્વશાંતિની કે ઉપર જણાવેલા બીજા સિધ્ધાંન્તોની કોઈ વાત જ કરતું નહોતું. પણ બહાઉલ્લાહએ દુનિયાના બધા શેહેનશાહો સમક્ષ એ ઘોષણા કરી........અત્યારના યુગનો એ સાર છે; અર્વાચીન યુગનો એ જળહળતો પ્રકાશ છે; અને હાલના નવયુગની એમાં ઉન્નતિ રહેલી છે.

# મહાન ગુરૂને ઓળખવા માટેના નવ આવશ્યક ગુણો

૧ મહાન ગુરૂ સારીયે માનવજાતનો શિક્ષક હોવો જોઈએ.

૨ તેનો ઉપદેશ વિશ્વવ્યાપી અને મનુષ્ય જાતિ ઉપર પ્રકાશ પાથરનારો હોવો જોઈએ.

૩ તેનું જ્ઞાન બહારથી મેળવેલું નહિ,

પણ કુદરતી, સ્વાભાવિક અને સ્વયંભૂ હોવું જોઈએ

૪ બધા વિદ્વાનોના પ્રશ્નોના જવાબ આપવાની, માનવજાતના મુશ્કેલ પ્રશ્નોનું નિરાકરણ કરવાની અને તેની ઉપર જે સીતમો તથા જુલમો ગુજારવામાં આવે, તે બધું સહન કરવાની તેનામાં શકિત હોવી જોઈએ.

૫ તે આનંદનો લાવનારો અને સુખનાં સામ્રાજ્યનો સંદેશવાહક હોવો જોઈએ.

૬ તેનું જ્ઞાન અપરિમિત, અને તેનુ ડહાપણ સર્વગ્રાહી હોવું જોઇએ.

૭ તેની વાણીનો પ્રભાવ અને તેની લાગવગની અચૂક અસર એવાં હોવાં જોઇએ, કે, તેના બૂરામાં બૂરા દુશ્મનો પણ તેની આગળ નમ્ર બની જાય.

૮ શોક અને આપત્તિઓથી તે દુઃખી ના થાય. તેની હિંમત અને તેની આત્મશ્રધ્ધા ઇશ્વરી હોવી જોઇએ. દિનપ્રતિદિન તે વધુ ને વધુ મકકમ અને સાહસિક બનવો જોઇએ.

૯ તે વિશ્વવ્યાપી સંસ્કૃતિનો સ્થાપક, ધર્મનું એકીકરણ કરવાવાળો, જગતશાંતિનો

ઝંડાધારી અને માનવજાતિના તમામ ઉચ્ચ-કોટિના ઉત્તમોત્તમ ગુણોના સમુહરૂપ હોવો જોઇએ.

જ્યારે એક માનવ દેહમાં તમે આ બધા ગુણો જુઓ, ત્યારે તમે તેની પાસે જ્ઞાન અને માર્ગદર્શન માટે જજો.

**અબ્દુલબહા**

પરમાત્માનાં સત્વનો પ્રકાશ, (તેનો પ્રાદુ-ર્ભાવ–તેનાં દર્શન) સૂર્ય, કે જે જુદી જુદી જગ્યાએ ઊગે છે, તેના જેવો છે. સૂર્યનાં ઊગ-વાનાં ને સૂર્યોદયનાં સ્થાન જુદા જુદા હોય છે, પણ સૂર્ય તો હમેશાં એક જ છે. દીવાઓ જુદા જુદા હોય છે, પણ તેજ–પ્રકાશ તો એક જ છે.

**અબ્દુલબહા**

# બહાઉલ્લાહનાં "ગુપ્ત વચનો"માંથી

અય, મિત્રો! નાશવંત ખૂબસુરતીની ખાતર, કદિયે ઝાંખી ના પડે એવી કાયમી સુંદરતાનો તમે ત્યાગ કરશો નહિ; અને આ માયાવી નાશવંત, માટીની દુનિયાના મોહમાં પડશો નહિ.

ઓ, અસ્તિત્ત્વના પુત્ર! આ દુનિયાની જંજાળમાં પડતો નહિ કારણ કે અમે આગથી સોનાને શુધ્ધ કરીએ છીએ, અને અમારા નોકરોની અમે સોનાથી પરીક્ષા કરીએ છીએ.

હે, મનુષ્યના પુત્ર! જો તું ધનવાન–સંપત્તિવાન બન, તો તેમાં તું હરખાઈ જઈશ નહિ; અને જો તું નિર્ધનતા–ગરીબીમાં સપડાઈ જાય તો તેથી તું નારાજ થઈશ નહિ; કારણ કે એ બન્ને રહેવાનાં નથી–ચાલ્યા જવાનાં છે.

અય, પરદેશવાસીઓ! જે જીભ, મે મારાં ગુણગાન ગાવા માટે બનાવી છે, તેને પારકી નિંદા કરીને ગંદી કરશો નહિ. જો અહંભાવ–અહંકારનો અગ્નિ તમને સતાવે, તો તમારા દોષોને યાદ કરો અને જુઓ. મારાં પ્રાણીઓના દોષ કહાડો નહિ. તમે બધા ખરેખર સમજો છો, કે દરેક માણસ બીજાના કરતાં પોતાની જાતને વધારે સારી રીતે જાણી શકે છે.

હે, મારા સેવક! જગત્‌માં જન્મીને જે કાંઈ પણ ફળ નથી નીપજાવતાં, તે જ હલકામાં હલકા મનુષ્યો છે, અને ખરેખર તેમની મુડદામાં ગણતરી થાય છે,–વાસ્તવિક રીતે તો આવા આળસુ

અને કિંમત વગરના—નકામા આત્માઓના કરતાં ઇશ્વરની નજરમાં મુડદાંઓ વધારે સારાં ગણાય છે.

અય, મારા દાસ! જે ધંધો કરીને પોતાનું ગુજરાન ચલાવે, અને સકળ વિશ્વના સ્વામી—પ્રભુના પ્રેમની ખાતર પોતાની કમાણીનો સદુપયોગ પોતાને સારૂ તેમજ પોતાના સગાસંબંધીઓને માટે કરે, તે જ સૌથી ઉત્તમ મનુષ્યો છે.

ઓ, મનુષ્યના પુત્ર! જ્યાં સુધી તું પોતે પાપી છે, ત્યાં સુધી બીજાનાં પાપોની કુથલી ના કર. જોતું આ હુકમનું ઉલંઘન કરીશ તો તું જરૂર શ્રાપિત બનીશ અને હું તેની ખાત્રી આપું છું.

હે, પરમાત્માના પુત્ર! તું સાચું સત્ય જાણી લે. જે માણસ પોતે અન્યાય કરે અને બીજાને ન્યાયી થવાનું ફરમાવતો હોય તે મારું નામ ધારણ કરતો હોય છતાંય તે મારો નથી.

ઓ, અસ્તિત્વના પુત્ર! તારા ઉપર જો દોષ ચડાવવામાં આવે તો જે દોષ તને ગમતો ન હોય, તે દોષ તું બીજાની ઉપર ચડાવ નહિ અને જે કર્મ તું ના કરતો હોય, તે કરવાનું તું બીજાને કહેતો નહિ. આ તને મારી આજ્ઞા છે.

તું તેનું પાલન કર.

અય, માનવપુત્રો! અમે તમને એક જ માટીમાંથી શા માટે પેદા કર્યા છે, તે તમે જાણતા નથી? એક માણસ પોતાને બીજાના કરતાં ચડિયાતો ના માને તેટલાં માટે અમે તેમ કર્યું છે. તમને કેવી રીતે પેદા કરવામાં આવ્યા છે, તેનો તમે તમારા અંતરમાં નિરંતર વિચાર કરો. અમે તમને બધાને એક જ તત્ત્વમાંથી પેદા કર્યા છે, માટે તમે બધા એક આત્મરૂપ બનો. એક સરખે પગલે ચાલો. એક સરખે મોઢે જમો. એક જ જમીન ઉપર રહો. તમારા અંતરની ભાવનાઓ તથા તમારા કાર્યો અને કર્મોથી તમારી એકતા અને ત્યાગના સત્વના ચિહ્નો પ્રગટ થવા પામે.

હે, પ્રકાશના સમુદાય! તમને આ મારો ઉપદેશ છે. અદ્દભુત પ્રકારનાં તેજોમય વૃક્ષમાંથી તમને પવિત્રતાનું ફળ મળે, તેટલા માટે, તમે મારા આ બોધને બરોબર લક્ષમાં લેજો.

ઓ, અસ્તિત્વના પુત્ર! તને તારા (કર્મના) હિસાબ માટે બોલાવવામાં આવે, તે પહેલાં, તું તારો રોજ રોજનો હિસાબ કરતો રહેજે; કારણ કે

તારા શિર ઉપર મૃત્યુના ઓળા અચાનક—અણુ-ધાર્યા ઊતરી પડશે; અને તારી પાસેથી તારા કર્મોનો હિસાબ માગવામાં આવશે.

અય, પૃથ્વીના પુત્ર! તું માની લે કે જે અંતઃકરણમાં જરા સરખી પણ ઈર્ષા હશે, તે મારા સદા કાળના રાજ્યમાં કદિ પણ દાખલ થઈ શકશે નહિ; અને તેને મારાં પવિત્ર રાજ્ય માંહેના શુધ્ધતાના સુમધુર સુગંધી વાયુની લ્હેરો કદીયે મળશે નહિ.

હે, પૃથ્વી પરના જાલીમો! જુલ્મ ઉપરથી તમે તમારા હાથ ઉઠાવી લો. અત્યાચાર કરત અટકી જાઓ; કારણ કે કોઈ પણ જુલમની માફી નહિ આપવાની મારી પ્રતિજ્ઞા છે.

ઓ, મારા દુન્યવી દોસ્ત! તું જરા વિચાર કર. એક જ હૃદયમાં દોસ્ત અને દુશ્મન એકી સાથે રહેતા હોય, એવું તેં કદિ સાંભળ્યું છે? બહારના અજાણ્યા માણસ (દુશ્મન)ને હાંકી કાઢ, કે જેથી કરીને દોસ્ત તેના ઘરમાં દાખલ થઈ શકે.

અય, સંસારના અત્યાચારીઓ! તમે સીતમ ગુજારતા અટકી જાઓ, કારણ કે કોઈ

પણ માણસના અન્યાયને માફ નહિ કરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. આ મારો કરાર છે, જે મેં ફેરફાર નહિ કરાય એવી રીતે નિર્માણ કર્યો છે.

—બહાઉલ્લાહ.

# બહાઉલ્લાહના "ડહાપણનાં વચનો"માંથી

હે મિત્રો! જગતના સર્વે મનુષ્યોની સાથે પ્રેમભર્યો અને મીઠો સંબંધ રાખો. હળીમળીને રહેવાથી જ એકતા સધાય છે; અને ઐકયતાજ જગતમાં સુવ્યવસ્થાનો મૂળ પાયો છે. જેઓ ભલાઈથી રહે છે અને પ્રેમથી સેવા કરે છે, તેઓ જ ખરેખરા સદ્ભાગ્યશાળી છે.

ઈશ્વરનું જ્ઞાન એ બધી વિદ્યાઓનું મૂળ છે. ઈશ્વરનો મહિમા અપાર છે, અને પ્રભુની વિભૂતિના જ્ઞાન દ્વારાજ આપણને તેનું ભાન થઈ શકે છે.

નમ્રતા ધારણ કરવાથી જ માણસ કીર્તિ અને સત્તાનું સ્વર્ગ પ્રાપ્ત કરી શકે છે. અભિમાનથી તેની અધોગતિ થતાં, તે છેક નીચેને સ્થાને પહોંચી જાય છે.

આજે, આ નવયુગમાં, સત્યના સૂર્યનો પ્રકાશ ઝીલવો હોય, તેણે પોતાના મનમાંથી આગળની ભૂતકાળની જૂની વાતોને બહાર ફગાવી દેવી જોઈએ; તેણે પોતાનાં મસ્તકને (દુનિયાના) ત્યાગના મુગટથી શણગારવું જોઈએ; અને તેણે પોતાના દેહ–દેવળ ઉપર સદ્‌ગુણનો ઝભ્ભો પહેરવો જોઈએ. ત્યારે જ તે એકતાના સાગર સમીપ જઈને ઈશ્વર સમક્ષ હાજર થઈ શકશે. પ્રભુનો મહિમા સમજવા, તથા આત્મવિશ્વાસનું તેજ ઝીલવા માટે અંતઃકરણમાંથી જુઠ્ઠા–મિથ્યા વહેમોના અગ્નિને બૂઝાવીને નાબૂદ કરવો જોઈએ.

પ્રભુની એકતાનો ખરો અર્થ તો એજ છે કે સંસારની સઘળી વસ્તુઓમાં પ્રભુની શક્તિનાં દર્શન થાય છે, અને તે બધીને ચેતનવંતી બનાવીને તેની ઉપર તે અધિકાર ભોગવે છે. એ વસ્તુનું યથાર્થ જ્ઞાન મેળવવું જોઈએ.

પરમાત્મા એકાકી, એકલો પોતાનાં સ્થાનમાં રહે છે; અને એ અતિપવિત્ર સ્થાનને દેશ, કાળ, વર્ણન, વાણી, નિશાની, વ્યાખ્યા, ઊંચાઈ કે નીચાઈ, કોઈનો કાંઈ બાધ નડતો નથી.

હે, મારા પ્રભુ! હે, મારા પરમાત્મા! તારા

પસંદ કરેલા પ્યારા સંતાનોનાં મસ્તકોને પ્રેમનાં મુગટોથી અને તેમનાં દેહ–દેવળોને સદ્‌ગુણના ઝબ્બાઓથી શણગાર.

શબ્દો થોડા અને કર્મો વધારે, એટલે કે બોલવું થોડું, પણ કામ વધારે કરવું, એ જ ધર્મનો ખરો સાર છે. જે કર્મો ઓછાં કરે, છતાં વધારે પડતું બોલ બોલ કરતો હોય, તે સમજી લે કે, તેનાં જીવનના કરતાં, તેનું મૃત્યુ વધારે સારૂં છે.

અય, બિરાદરો! એક બીજા તરફ શાન્તિ અને ધીરજથી વર્તો. દુનિયાના મોહમાંથી તમારાં મનને પાછું હઠાવી લો. તમને માન મળે ત્યારે બડાઈ નહિ કરતા, અને અપમાન થાય ત્યારે શરમાતા નહિ. હું મારાં સૌન્દર્યના સોગન ઉપર કહું છું કે, મેં તમને બધાને માટીમાંથી બનાવ્યા છે, અને પાછો હું તમને માટીમાં મેળવી દેવાનો છું.

હે, મનુષ્યના પુત્ર! જો તારામાં દયા હોત, તો તું તારાં એકલાનાં નહિ, પણ સારીયે–મનુષ્યજાતનાં હિતનો વિચાર કરત. જો તારામાં ન્યાયબુધ્ધિ હોત તો તું તારા પોતાના પ્રત્યે જેવો વર્તાવ ઈચ્છે છે, તેવો વર્તાવ તું બીજાના તરફ કરત.

ઓ, આદમના પુત્રો! અય, મનુષ્યનાં વિવેકી સંતાનો! ખરેખર, ઈશ્વરેચ્છાના સ્વર્ગમાંથી જે શબ્દો ઊતર્યા છે, તે એકતા, સંપ અને જગતની શાન્તિના સાધન છે. જાતિભેદ કે કોમીભેદ-ભાવ તરફ તમારી આંખો બંધ કરી દો; અને એકતાની તેજોમય ભાવના વડે બધાનો સત્કાર કરો. માનવ જાતનાં સુખ અને ઉન્નતિનું સાધન બનો. પ્રજા વચ્ચે તમારૂં જીવન એવી રીતે ગુજારો કે જેથી તમારામાં દૈવી ચિહ્નો દેખાય. મુઠ્ઠીભર માટીની આ દુનિયા, એ એક ઘર છે. એમાં એકતા અને એકસંપી જળવાય એવું કરો. અભિમાનને ત્યજી દો, કારણ કે એ જ કુસંપનું મૂળ છે. સુખ શાન્તિ જળવાય એવી રીતે રહો.

બહાની પ્રજા—બહાઈઓએ ઈશ્વરની સેવા, બુધ્ધિપૂર્વક કરવી જોઈએ. તેમનાં જીવન બીજાને માટે ધડો—શિક્ષણ લેવાં જેવાં, અને તેમનાં કર્મો પ્રભુનો પ્રકાશ બતાવે એવાં હોવાં જોઈએ. શબ્દો-વાણીના કરતાં, કર્મો—વર્તનનો પ્રભાવ ઘણો બળવાન હોય છે.

મનુષ્યની પ્રગતિ અને ઉન્નતિનો આધાર શ્રધ્ધા, ડહાપણ, પવિત્રતા, બુધ્ધિ અને સત્કર્મો

ઉપર રહે છે. અજ્ઞાનતા, અવિશ્વાસ, અસત્ય અને સ્વાર્થપરાયણ વૃત્તિથી સદા તેની અધોગતિ –પડતી થાય છે. વાસ્તવિક રીતે, જેનામાં દયાળુ પ્રભુના દયા આદિ ગુણો ના હોય, તેને મનુષ્ય કહીજ શકાય નહિ. પૈસા, શણગાર, કેળવણી અને ટાપટીપને કારણે, તેને કાંઈ મનુષ્ય કહેવાય નહિ.

અય, લોકો! (ઇશ્વિવરના) સામ્રાજ્યના દરવાજા ખુલ્લાં મૂકવામાં આવ્યા છે; પૃથ્વી ઉપર સત્યના સૂર્યનો પ્રકાશ પથરાઈ રહ્યો છે; જીવનનાં ઝરણાં વહેવા લાગ્યાં છે; દયાનો સૂર્યોદય ઝલકી ઊઠયો છે. મનુષ્નાં હૃદયોને પ્રકાશિત કરવા માટે અતિમહાન અને પ્રખર પ્રકાશ પ્રગટ થયો છે. માટે જાગો અને ઉત્તમોતમ સ્વર્ગના દરેક ભાગ અને પ્રત્યેક દિશામાથી ઇશ્વરનો જે અવાજ ગૂંજી રહ્યો છે, તે સાંભળો! એ અવાજ કહી રહ્યો છે કેઃ–"હે, મનુષ્યનાં સંતાનો! મારી પાસે આવો. અય, તરસથી પીડાતા તૃષાતુર આત્માઓ! મારી પાસે આવો, અને પૃથ્વીના દરેક ભાગ ઉપર ધોધમાર પડતાં આ મીઠાં મધુરાં જલનું પાન કરો."

આજ ખરો વખત છે! આજ નિયમ કરેલો સમય છે! જીસસ ક્રાઇસ્ટના સમય તરફ જુઓ

પ્રભુનો પવિત્ર આત્મા તેનાં દૈવી મુખ દ્વારા પોતાની વાણી સંભળાવે છે, એવું જો લોકો તે જ વખતે સમજ્યા હોત, તો તેને સ્વીકાર કરવા માટે તેઓ ત્રણસદી–ત્રણસો વરસ સુધી થોભત નહિ. અને અત્યારે જ્યારે ક્રાઈસ્ટે ભાખેલી ભવિષ્યવાણી મુજબનો પિતા આવીને, ભરચક ભેટો અને દૈવી બક્ષિસોનાં મહાન દ્વાર ખોલી નાંખે છે ત્યારે તમે આળસ અને બેદરકારીનાં બિછાનામાં ઊંઘી રહો, એ શું તમારે માટે લાજીમ–વ્યાજબી છે? આગળના જમાનામાં જેઓએ તેની વાણી સામે બહેરા કાન ધર્યા અને તેની સુંદરતા સામે આંખો બંધ કરી, તેમના જેવા આપણે થવું જોઈએ નહિ. પણ ચાલો, આપણે પ્રયત્ન કરીને આપણી આંખો ઉઘાડીએ, કે જેથી કરીને તેને દેખી શકીએ; આપણા કાન ખુલ્લા કરીએ, કે જેથી તેને સાંભળી શકીએ; આપણાં દિલને સાફ કરીએ કે જેથી કરીને, તે આપણાં હૃદયમંદિરમાં પ્રવેશી તેમાં વસી શકે.

આ જમાનો વિશ્વાસ અને કર્મનો છે. ખાલી શબ્દો અને પોકળ મૌખિક સેવાનો આ યુગ નથી. ચાલો, હવે આપણે ગફલતીની નિદ્રાને ત્યજી દઈએ

અને જે મહાન સુંદર ભોજન આપણે માટે તૈયાર કરવામાં આવ્યું છે, તેનો સાક્ષાત અનુભવ કરીએ. પહેલાં, આપણે તેમાંથી ખાઈશું, અને પછી બીજાઓ, કે જેઓને જ્ઞાનરૂપી જલની તરસ લાગી છે, અને જીવનરૂપી રોટલીની ભૂખ લાગી છે, તેઓને આપીશું.

આ મહાન દિવસો ઝડપથી પસાર થતા જાય છે, અને જો એક વખત તે ચાલ્યા ગયા તો ફરીથી તે પાછાં આવશે નહિ; માટે સત્યનાસૂર્યના કિરણો હજુ જ્યારે ઝલકી રહ્યાં છે, અને પરમાત્માના કરારનું મધ્યબિન્દુ હજુ જ્યારે પ્રગટ છે, ત્યારે ચાલો આપણે જાગૃત થઈ, આગળ વધીને કામ કરીએ; કારણ કે થોડા સમય પછી રાત પડી જશે, અને પછી રાત્રિના અંધકારમાં, દ્રાક્ષના (દૈવી) બગીચાનો માર્ગ શોધવાનું કામ બહુ મુશ્કેલ બની જશે.

જ્ઞાનનો પ્રકાશ પથરાઈ રહ્યો છે, અને તેના પ્રભાવથી વહેમો, ખોટા ખ્યાલો અને અધાર્મિક માન્યતાઓનો બધો અંધકાર વિનાશ પામશે. તેનો નાશ થશે. જેઓ પરમાત્માની સાચી સેવા કરવા ઊભા થાય છે અને જેઓ હૃદય રૂપી શાહેરો

જીતીને તેની ઉપર વિજય મેળવવા ઇચ્છે છે, તથા ઇશ્વરનાં આગમનની ખુશખબર આપવા અને ઇશ્વરે પેદા કરેલાં બધાં પ્રાણીઓના આત્માઓને એકતાની એક ગ્રન્થીમાં જોડવા માટે ઊભા થાય છે તેઓને મદદ કરવા માટે આસમાનમાંથી મહાન દૈવી આત્માઓ ફિરસ્તાઓનાં ટોળે ટોળાં ઊતરી રહ્યાં છે.

—અબ્દુલ બહા

અમે કેવળ જગતના કલ્યાણ અને રાષ્ટ્રોના સુખની ઇચ્છા રાખીએ છીએ, છતાં તેઓ અમને ટંટાફીસાદ જગાડનારા અને જેલમાં ધકેલવા, જંજીરોમાં જકડવા અને દેશનિકાલ કરવા જેવા ગણે છે....બધાં રાષ્ટ્રો–દેશોનો ધર્મ એક જ હોવો જોઈએ અને બધા મનુષ્યોએ ભાઈચારાની લાગણીથી બંધુભાવે રહેવું જોઈએ; માણસજાતનાં સંતાનોમાં એકતા અને પ્રેમનાં બંધનો મજબૂત થવાં જોઈએ; મતપંથોના બધા ભેદભાવ દૂર થવા જોઈએ; અને જાતિભેદ તથા કોમી ભેદભાવનો નાશ થવો જોઈએ.....આ પ્રમાણે બને તો તેમાં નુકસાન શું છે?....પણ એ પ્રમાણે બનવાનું જ છે. આ નિરર્થક ઝગડાઓ, આ નાશકારક લડાઈ-

ઓનો અંત આવી જશે, અને "અતિ મહાન વિશ્વવ્યાપી શાન્તિ" જરૂર આવશે....શું જીસસ ક્રાઈસ્ટે આવી જાતનું ભવિષ્ય ભાખ્યું નથી? છતાં અમે જોઈ રહ્યા છીએ કે, તમારા રાજાઓ અને બાદશાહો, મનુષ્યજાતનાં સુખમાં વધારો થાય એવા ઉપાયો યોજવાને બદલે, તેના સંહારનાં નાશકારક સાધનો વધારવા પાછળ પોતાના ખજાનાની દોલત છૂટે હાથે વેડફી રહ્યાં છે. આ કુસંપ, આ ઝગડાઓ અને લોહીની નદીઓ વહેવડાવનારો આ રકતપાત અટકી જવો જોઈએ; અને બધાં મનુષ્યોએ સ્નેહીસંબંધી અને એક કુટુંબની માફક રહેવું જોઈએ....હું મારા દેશને ચાહું છું એ વિચારથી કોઈ પણ માણસે અભિમાની બનવું જોઈએ નહિ. હું સારીયે માનવજાતને ચાહું છું, એ ખ્યાલથી તેણે ગર્જિત બનવું જોઈએ.

—**બહાઉલ્લાહ**

બહાઉલ્લાહનો કાયદો અને તેમના ધાર્મિક સિધ્ધાન્તો સારાયે સંસારને અનુકૂળ થઈ પડે અને તેમાં નવચેતન રેડે એવા છે, એમાં શંકાને માટે જરાય સ્થાન હોવું જોઈએ નહિ. અત્યારની સમાજના પાયાને ઉખેડી નાંખવાનાની નેમ ધરાવવાને બદલે,

તેઓ તેના પાયાને વિશાળબનાવવા ઇચ્છે છે; અને હમેશાં બદલાતી દુનિયાના સંજોગોને બંધબેસ્તી આવે, એવી રીતે તેઓ ચાલુ સંસ્થાઓની નવીન રચના કરવા માંગે છે. કાયદેસરની વ્યાજબી મૈત્રી અને જોડાણો સામે તેમનો વિરોધ નથી અને જરૂરી ભકિતભાવનો તેઓ નાશ કરવા ઇચ્છતા નથી. બહાઈ ધર્મનો ઉદ્દેશ, માનવહૃદયમાં જળહળતી ડહાપણ ભરેલી અને બુધ્ધિપૂર્વકની સ્વદેશાભિમાનની જ્યોત જેમ બૂઝાવી નાંખવાનો નથી, તેમ જુદા જુદા દેશોનાં સ્વતંત્ર રાજ્યોની પ્રથાનો નાશ કરવાનો પણ નથી; કારણ કે, વધારે પડતી એકહથ્થુ કેન્દ્રિત સત્તાની બૂરાઈઓને જો દૂર કરવામાં આવે તો સ્વતંત્ર રાષ્ટ્રીય સંસ્થાઓ ખરેખર જરૂરની પણ છે. આ દુનિયાનાં જુદાં જુદાં રાષ્ટ્રો અને પ્રજાઓમાં નિરાળા પાડતા આચાર, વિચાર, દંતકથા, ભાષા, ઈતિહાસ, આબોહવા તથા ધાર્મિક ખ્યાલો તથા નૈતિક તત્વોની ભિન્નતાથી તે જેમ અજાણ નથી, તેમજ આ બધી કુદરતી વિવિધતાને દાબી દેવાનો કે કચડી નાંખવાનો પણ તેનો હેતુ નથી. બલકે તેની ધારણા તો, આજ સુધી મનુષ્યજાતનાં હૃદયમાં રહીને તેને ઉતેજન

આપી રહેલી શ્રધ્ધા અને ભક્તિને વધુ ને વધુ વિશાળ બનાવવાની અને પ્રેમની ઉચ્ચ ભાવના-ઓને વધારે ને વધારે ઉન્નત અને વિશેષ ઉદાર બનાવનારી છે.

—શોઘી અફન્દી

ગમે તે રંગના, ગમે તે મતના કે ગમે તે દેશમાં જન્મેલા હોય, છતાં જેઓ સકળ માનવજાતના પ્રેમી હોય, તેઓ જ ખરા મહાન પુરુષો છે.

—અબદુલ બાહા



# બહાઈ પુસ્તકો.

"બહાઉલ્લા અને નવો જમાનો" જેમાં લન્ડનના ડો. જે. ઈ. એસલમોન્ટે બહાઇ ઇતિહાસ તથા બહાઇ સિદ્ધાન્તો ટુંકમાં અને સરળ રીતે સમજાવ્યા છે અને જેમાં દુનીયાના સવાલો ને જવાબો જણાવ્યા છે. અને જે વાંચવાથી આ વીશ્વવ્યાપક ધર્મની ટૂંકમાં ઘણી ખરી માહિતી થાય છે. આ પુસ્તકનો અંગ્રેજીમાંથી દુનિયાની એકત્રીસ જાણીતી ભાષાઓમાં તરજૂમો થયો છે. આ પુસ્તક ઉર્દુ, સિંધી, ગુજરાતી, હિંદી, તથા બંગાળીમાં દરેક ભાષામાં ૧ રૂપિયે અને અંગ્રેજીમાં રૂ. ૧-૧૨-૦ મળે છે.

**હઝરતે બહાઉલ્લાના નીચેના પુસ્તકો અંગ્રેજીમાં નીચે જણાવેલી કીમતે મળી શકે છે. પોસ્ટેજ જુદું.**

| | |
|---|---|
| કીતાબે એકાન. | રૂ. ૭-૮-૦ |
| હઝરતે બહાઉલ્લાના લખાણોમાંના ફકરાઓનું પુસ્તક. | ૫-૮-૦ |

**હઝરતે અબદુલ બહાના નીચે જણાવેલા પુસ્તકો.**

| | |
|---|---|
| કેટલાક સવાલના જવાબો. | ૪-૮-૦ |
| વિશ્વવ્યાપક સુલેહનો ફેલાવો. | ૧૫-૦-૦ |
| ઇરાનના મહાન કવી પવિત્ર તાહેરાંનું જીવન | ૧-૧૨-૦ |

આ ઉપરાંત બીજા ઘણા પુસ્તકો અંગ્રેજી, ફારસી, ઉર્દુ, એરેબીક ભાષાઓમાં મળી શકશે અને નીચેને સરનામે લખવાથી બહાઈ પુસ્તકોનું લીસ્ટ તથા કિંમત મેળવી શકાશે.

સરનામું.

**હીંદુસ્થાન** તથા **બરમાના બહાઈઓનું**
**નેશનલ બુક સ્ટોલ, બહાઇ હૉલ,**
દીપચંદ ઓઝારોડ, **કરાંચી.**

